# મ્યુઝિકલ કૉન્સર્ટ.

ધાપીઠ ગ્રંથાલય
મદાવાદ
કૉપીરાઈટ-સંગ્રહ

## પ્રાર્થના. ૧.

ચમન કલ્યાણ. તાલ-હુડતાલ.

વંદુ પરબ્રહ્મ ચરણ, કરૂં છું શુભ નામ સ્મરણ,
ભજું છું ભવદુઃખ હરણ, મંગલ દીનમાનું આજ-વંદુ૦
સંગીત ગીત ગાઉં, ચીદ્દઘન પ્રત્યે નિત્ય ધાઉં,
પ્રણમી કૃતાર્થ થાઉં જય જય જગદાધિરાજ-વંદુ૦
અતિશય મુજ દુષ્ટ કૃતિ કયમ કરી પ્રભુ પામું ગતિ,
થર થર થર કંપુ પ્રભુ કરુણા કરી રાખો લાજ-વંદુ૦
અવિચલ પ્રભુ ભક્તિ આપી ત્રિવિધ જનિત કષ્ટ કાપી
મુજ શિરપર હસ્ત થાપી કરશો હિતકારી કાજ-વંદુ૦

૯૯૩૯

## ૨

શિષ્ય—

અસ્તાચલે શિખર ચંદ્ર ઢળે છ આમે,
બીજી દીશા તરફ સૂર્ય પ્રકાશ પામે.
પૂર્વે કરી અરૂણને રથ અગ્ર ભાગે,
એના થવે પ્રગટ લોક તમામ જાગે.

ઋષિકુમાર—

એકે વસ્ત્ર સફેદ ચંદ્ર સરખુ આપ્યુ તરૂયે મને
થાશે મંગલ કાર્ય સીદ્ધ ત્યમ એ જાણે કહીને મને
આ લાક્ષારસ રંગવા ચરણુને થાશે તને કામનો
બીજે એમ કહી ખરા મન થકી આપ્યો મને દામનો
એ રીતે વનદેવતા તરફથી ને આ તરૂથી વળી
આ આભૂષણ યુવતીને અંગે ચઢાવો મળી

કાશ્યપ—

જાશે આજ શકુન્તલા ઘર થકી એવા વિચારે કરી.
ચિન્તામાં મુજ કાળજું વિરહથી કોરાઇ જાયે ફરી.
બેઠો છે મુજ કંઠ ગદ્‌ગદિ થઇ અશ્રુ પ્રવાહે કરી.
ચિન્તાથી નબળી પડી નયન આ દેખે ન શોકે જરી.
એવો શોક અરણ્યવાસી અમને થાયે ખરા સ્નેહથી
તો શી વાત કરૂં ગૃહસ્થ જનની સંસાર કેરી જુઠી.
માયા ને મમતા થકી હૃદયમાં કન્યા જતે સાસરે.
પીડાયે અતમાત્ર એ નવિન આ પુત્રી વિયોગે ખરે.

* * *

કાશ્યપ—

શર્મિષ્ટા છે યયાતિને ધણીને તેવી તું પ્રિયા.
થા અને પુરુનાં જેવો પુત્ર સમ્રાજ પામ જા.

* * *

કાશ્યપ—

પીધેલું નથી જ્યાં લગી જળ ત્હમે તે કાલ પર્યંત એ.
પોતાનાં મનને વિશે કદી કરે ઇચ્છા ન પીવા ખરે.
અંગે પલ્લવ શોભતાં તમ તણાં ત્હોયે ત્હમારા ભણી.
ભારે સ્નેહ થકી ખરે કદી ન એ ચુંટે જરા પાંખડી.
જ્યારે પુષ્પ તણી પ્રસૂતિ તમને આવે વસંતે ભલે.
તે વેળા નવ કોઇને ઇતરને સંતોષ એવો વળે.
આનંદે મહાકાય એ અતિ ઘણી એવી સખી સાસરે.
તે આ જાય શકુન્તલા સૌ કરો એને અનુજ્ઞા અરે.

* * *

માર્ગે સરોવર મનોહર જાય જોતી.
લીલાં બનેલ છમ પંકજ ખીલવાથી.
કલ્લોલથી યુવતી માર્ગ તમામ જાજો

* * *

પ્રિયવંદા—

હરણાંઓ મુખમાંથી નાંખી દે ભોંય દર્ભનાં કલ્લા
મોર તજે છે નર્તન વાગ્યા એને વિયોગનાં ભાલા.
સકળ વનલતાઓ પણ જાણે આંસુ ખરેખરાં પાડે.
તેમ પત્ર વેરે ને ઉભરા એવા પ્રકારથી કાઢે.

* * *

કાશ્યપ—

સંકલ્પ મ્હેં પ્રથમથીજ કરી મુકયો' તો
ભર્તારનો મન વિષે તુજ કાજ તે તો.
રૂપે કુળે અવર સદ્ગુણમાં સમાન,
પામી હવે સુકૃતથી ધણીને પ્રમાણ.
આંબો મળ્યો ઝટ રૂડી નવમાલિકાને,
જામી ખરેખર વધૂવર જોડ એને.
બન્ને હવે વર વિષે સુખીયાં થવાથી,
તેની તથા તુજ વિષે ગઇ આજ ચિન્તા

* * *

કાશ્યપ—

ઉંચી ચડેલ તુજ પાંપણ આંખ કેરી
તેમાં રહે છ ખૂબ અશ્રુ પ્રવાહ જારી
તે બંધ તું કર ધરી મન ધૈર્ય સાચું
જેથી જરાય તુજ દિલ ન થાય કાચું.
કાં જે ત્હને નહિ દિસે જળનાં ભરેલાં
નેત્રો વડે ખચિત મારગ ઉંચ નીચા
તેમાં કદાપિ ડગલાં ભરતાં અગાડી
આડાં વળે સમય કો નહિ નિત્ય સિધાં.

* *

કાશ્યપ—

જાણો જે તપ એજ છે ધન ખરૂં એવા અમોને ઋષિ.
તે સાથે કુળ ઉંચ છે તમતણું તે લો વિચારી ખુશી.
આપોઆપ વળી પરસ્પર છુટી'તી સ્નેહની વૃત્તિ જે
વચ્ચે કોઇ પ્રકારથી નવ હતાં બંધુ જનો કોઇએ.
જે રીતે બહુ માનમાં અવર છે રાણી ઘણી આપથી
તે રીતે તમ પાળજો યુવતીને સામાન્ય સત્કારથી
તેથી પ્રાપ્ત થવો વધુ ઉદય તો છે ભાગ્ય આધીન રે.
ના બોલાય વિશેષ એ વહુ તણાં બંધુજનોથી ખરે,

* * *

કાશ્યપ—

સેવા તું કરજે સદા મનથકી ત્હારા વડિલો તણી.
સાચો સ્નેહ સખી સમાન ધરજે ત્હારી સપત્ની ભણી
ભર્તા રોષ કરી વદે કદી ત્હને સામે ન ત્હોયે થવું
ત્હારે સેવક સાથ રોજ વદતાં દાક્ષિણ્ય દેખાડવું,
જે વેળા તુજ ભાગ્યનાં ઉદયથી થાયે બડેજા વ તું.
તે વેળા મનમાં ફુલાઇ ન જતી કે માન્ય રાણી છું હું
વર્તે જે અબળા જનો ઉપરની રીતે ખરે તે ધરે
સન્નારી અધિકારને અવર તો બોળે કુળોને ખરે.

* * *

કાશ્યપ—

અખંડ પૃથ્વી સમ તું થઇને સપત્ની,
રાજ્યાધિકાર સુખમાં ચિરકાળ કાઢી.
દૌષ્યન્તિ જે અતુલ પુત્ર ખરો ગુણાસ.
તેનો વિવાહ વિધિથી કરજે સમાપ્ત
જ્યારે થશે સમજણો સહુ વાતથી એ
ભર્તાર તે સમય ભાર કુટુંબ કેરો
દેશે મુકી સકળ એ સુતનેજ શિશ
શાંતાશ્રયે વર સુધાં પગ તું મુકીશ.

*  *  *

કાશ્યપ—

વળે શોક શમતા મુજ ક્યાંથી.
બેટા ઘરાંગણે દેખી
વેરેલા પૂર્વે ત્હેં બળી નિવારો
ચરાવવા પંખી.

*  *  *

કાશ્યપ—

આખરે કન્યા ધન પારકું છે
તેને વળાવી ધણી ઘેર આજે
આત્મા થયો છે અતિ શુદ્ધજ ંપી
માલિકને આપણુ જેમ સોંપી.

(શાકુન્તલ અંક ૪)

### ૩ (સંગીત)
### રાગ—બાગેશ્રી. તાલ–ત્રિતાલ.

કેસે કટે રજની સજની અબ
પીયાબીના મોસે રહ્યો ના જાય કૈસે....

આંતરૉ.

ઘરિપલ છીન મોહે જુગસી બીતત
ઉન બીન જીયરા અતહી અકલાય કૈસે....

---

### ૪
### ગરબો.

ચલ ગાગર, ચલ ગાગર, પનઘટ પર જાઇએ.
નાંવલીનાં ન્હેડાળાં નીરરે, ગાગર ઘૂમે છે.
પાણીડાની હેલ મ્હારી, ડોલંતિ આવે,
ડોલે જેવી હંસલાની ડોકરે.... .... ....ગાગર ઘૂમે છે.
બેડલે ચઢીને પોપટજી બેસે,
નત નત બોળે એની ચાંચરે.... ...ગાગર ઘૂમે છે.
પાણીડા પીવે ને વળી પીંછડા પલાળે,
ચોર મ્હારાં મોતીડે ટંકાયરે .... ....ગાગર ઘૂમે છે.
પાણી ભીંની પાંખ એની ફરફરતી આવે,
જાણે મુને વીંઝણુલા વાયરે..... .... ગાગર ઘૂમે છે.
વીંઝણા કરે ને વળી ગીતડાં સુણાવે,
શીળી એની છાંયડી છવાયરે.... .... ગાગર ઘૂમે છે,

૫ (મૂક દૃશ્ય)

પંચવટી પર્ણકુટી, પાતનસે છાઈ,
ત્યાં નિવાસ જાનકીનો, જાનકી રઘુરાઇ.
કંચનકો મૃગ નિહાળ, બોલી મીથ લે કુંવાર.
યા મૃગકી મૃગ-છાલા મેરે મન ભાઈ.—પંચવટી...
ઇતનો સુન ધનુષધાર, લક્ષ્મણ તુમ ખબર રાખ.
યા બનમેં ડોલે, ડોલત સમા ધાઇ.—પંચવટી....
સંધ્યાનો ધનુષધાર, માર્યો મૃગ દૂર જાય,
હા! હા! તુરત રામચંદ્ર, શબ્દ ઇ સુનાઇ.—પંચવટી...
લંકાપતિ દાવ પાઈ, જાનકી ઉઠાઈ જાય,
સૂનો ભુવન દેખરામ, દારૂણ દુઃખદાઇ—પંચવટી,

---

(સંગીત) ૬

રાગ અડાણા. તાલ-ત્રિતાલ.

સ્થાયી.

ગગરી મોરી ભરન નહિ દેત,
ઢીટ લંગરવા, આઆ મતવારો.—ગગરી

અંતરા.

જીત જાઉં ઉત, આડોહી ડોલત,
અબ ન રહુ મ્હેં, તોરે નગરી—ગગરી.

૧૧ ૧૪૩૪૪

## (લોકગીત) ૭

## એક ભરવાડનો મનોરથ.

હાલ્યની માહતર થાઇ અરજણીઆ હાલ્યની,
દિ બધો શીમમાં પાટકી પાટકીને,
ઘરે આવી ઇ હાંજ હમે;
એના કરતાં ખુરહીમાં બેહી રહેવું ભાઇ,
ઇ તે કોને નો ગમે અરજણીઆ—હાલ્યની

ગાયું સારિયું ને ભેહું સારિયું ને વળી,
સાર્યાં મોટાં મોટાં ઢોરાં
એમાં તે હું મોટો મીર મારવો તો,
ઓલ્યાં સારવાં ન્હાનકડાં સોરાં કરહણિયા—હાલ્યની

ફૂડ દઇને, ભાળ્યું, ડાંગ મારી ઇતો.
ડોબાં ય હાલે ઝટ
ઇ ડાંગ આગળ સોકરાંના દેન હું
ઇ તો હાલે હીધાં હટરે અરજણિયા—હાલ્યની

વેપારી માહતર ને ખેડુય માહતર
ને માહતર ભાણો ભુવો,
કાઢી મુકેલ ઓલ્યો ટભલો ટપાલી,
ઇ યે માહતર થઇને મુવો કરહણિયા.—હાલ્યની

હરાદ હરાવશું ને સોડિયું પરણાવશું
ને વાંસશું હતનારાણુની કથા,

(એ) પેટનો ગુદારો એમ કરી કાઢશું.
આપણે બીજી હું તમ્યા અરજણિયા—હાલ્યની
મોટે ગામથી એદ્યો શાબ્ય આવે.
એને હારૂં હારૂં ખાધાના હેવા.
એના મોઢામાં લાડવા ઠાંહશું.
ઇ તો રાજી રાજી થઇ જાય એવા કરહણિયા.—હાલ્યની
હાલતી નિહાળે સોરે તે બેહશું
ને વાતુમાં કાનશું દનિયાં.
મોટા ગામમાં જો બદલી કરશે તો
રાખશું રે હુંહણિયા અરજણિયા—હાલ્યની

---

(સંગીત) ૮

રાગ માલકૌંસ તાલ ત્રિતાલ

મોરી લાગી લટક ગુરૂ—ચરનનકી.
ચરન બિના મુઝે કછુ નહિ ભાવે,
જુઠ માયા સબ સપનનકી.
ભવ સાગર સબ સુક ગયા હૈ,
ફિકર નહીં મુઝે તરનન કી.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ઉલટ ભાઇ મોરે નયનન કી.

---

૯

રાગ દેશકાલ.

સુન લી જો વિનતી હમારી ગિરધારી.
શરણાગત હું તુમ્હારી. સુન.

અંતરા

તુમ દાતા મેં દીન ભિખારી
તુમ બિન કવ ન પતિત દુઃખ હારી
હર રંગ આશ તુમ્હારી. સુન.

---

૧૦ (ગરબો)

ઝાલર વાગે ને વ્હાલો હરિરસ ગાય,
કહાન ગોપીનો છેડો ઘેરાય.
મેલો મેલો કહાનજી અમારાં ચીર,
હું ત્હારી બ્હેનડીને તું મારો વીર.
ક્યકી બ્હેનડીને કાથકો વીર,
ત્હમે ગોપીને અમે નીરમળ નીર.
છેડો ફાટયો ને ગોપી સાથે ગઈ,
જશોદાને મંદિરે ઉભી રહી.
માતા જશોદા ત્હમારો કહાન,
નત મારગડે માગે દાણ
દાણ માગે ને વળી લુંટી ખાય,
ઇ તે ગોકળીયામાં કેમ રહેવાય.

જાઓ જાઓ ગોપીઓ ત્હમારે ઘેર,
આવે કહાનો તો માંડુ વઢવેડ.
સ્હાંજ પડીને કહાનો, આવ્યો છે ઘેર,
માતા જશોદાએ માંડી વઢવેડ.
ભાઈરે કહાનુડા ત્હારે આવડી શી હેર,
નતનાં કજીઆ લાવે મ્હારે ઘેર.
માતા જશોદા ત્હમારી આણ.
જુઠું બોલે ગોપી ચતુર સુજાણ.
વનમાં ચારૂં એકલો ગાય.
ચાર પાંચ ગોપીયું ભેળીઉં થયા.
પરથમ આવે ને મ્હારી ઝાલર બજાય.
બીજી આવે ને મ્હારો મુગટ ઘેરાય.
ત્રીજી આવે ને મ્હારી તૃષ્ણા કરે.
ચોથી આવે ને મ્હારે ચરણે પડે.
એટલી વપત મ્હારે વનમાં પડે.
ત્હોયે ગોપી મ્હારી રાવજ કરે.

૧૧

ધન્ય ધન્ય સાધવીના જીવનને રે લોલ.
હૃદયે નિત્ય હરિનું ધ્યાન અજબ જાપ જપતી છે—ધન્ય

(સાખી)

સાચું સુખ શ્રી હરિતણું સાચું સુખ હરિ ધામ.
મિથ્યા સુખ સંસારનું મૃગજળ સુખ સમાન.

ભજન ભક્તિ જ્ઞાન વિણુ અન્ય સર્વ વ્યર્થ છે.
સત્ય શીલવંત નાર જગતમાં સમર્થ છે.-હૃદયે નિત્ય.

(સાખી)

ચંદરણામૃત નિર્મળુ ચરિત્ર જેનું સાર.
અહા તે સન્નારીનો ધન્ય ધન્ય અવતાર.
અવની માંહિ સ્વર્ગ સુખ સહજ એ ઉતારતી
ભવની નિજ ભાવટોને સહજ એ સંહારતી-હૃદયે નિત્ય

(સાખી)

સંસારે સરસી રહે મન શ્રી હરિની પાસ.
ષટ્ રિપુને સંહારતી વીરબાળા છે ખાસ.
સફળ જીવન તેહ તણું સફળ જીવન થાય છે.
એવી દિવ્ય સાધવીનો જય જય ઉચરાય છે-હૃદયે નિત્ય

---

રાગ માલકોંસ

મોરી લાગી લટક ગુરૂ-ચરનનકી.
ચરન બિના મુઝે કછું નહિં ભાવે,
ઝુઠ માયા સબ સપનન કી.
ભવ સાગર સબસુખ ગયા હૈ,
ફીકર નહીં મુજ તરનનકી.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ઉલટ ભઇ મોરે નયનનકી.

